॥ ૐ ॥

### શ્રી લક્ષ્મિકાન્ત નાટક સમાજ.

# વીર કુણાલ.

## નાટકના ગાયનો તથા ટુંકસાર



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**

**માલેક:—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.**

હાલ મુકામ:—સ્ટેશનરોડ "સુર્યપ્રકાશ થીએટર સુરત.

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "સનરીસ"
પ્રીન્ટીંગ પ્રેસમાં કંચનલાલ સુનીલાલે છાપી.

**કીંમત ૪ આના.**

॥ ॐ ॥

॥ तत्सत् परमात्माने नमः



# વીર કુણાલ.

નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.


રચનાર.

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી એન્જીનીઅર.**


## શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ,

હાલ મુકામ સુર્ય પ્રકાશ થીએટર, સુરત.

સુરત ભાગાતળાવ રોડ પર આવેલા ધી "ઇન્ડીયા"
પ્રિન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.

આવૃત્તિ ૫ મી ]     સને ૧૯૨૦     [ પ્રત ૩૦૦૦

કીંમત ચાર આના.

# વીર કુણાલ.

## નામક નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

## અંક પહેલો

### નાન્દી અને વસ્તુ સૂચન.

પ્રવેશ ૧ લો—ઉપગુપ્તની પૂર્ણકુટીઃ—સ્નાન કરી આવેલો ઉપગુપ્ત સંસારની અસારતાનું વર્ણન કરતો ધ્યાનસ્થ થાય છે. ત્યાં બૌદ્ધ ધર્મના પ્રચારથી ક્રોધે ભરાયલો માર પ્રગટ થઇ પોતાની દુરાકાંક્ષાઓ વ્યક્ત કરે છે જેથી ઉપગુપ્ત ધ્યાન મુક્ત થાય છે અને ધર્મના ઉત્કર્ષ સંબંધી કેટલોક વિતંડાવાદ થયા પછી સાધુ ઉપગુપ્ત મહારાજા અશોકને પોતાનો શિષ્ય બનાવવાની પ્રતિજ્ઞા કરે છે. માર તે પ્રતિજ્ઞા તોડવાનો નિશ્ચય કરી ચાલ્યો જાય છે જેથી ઉપગુપ્ત પણ ધર્મ પ્રચારના કાર્ય માટે વિદાય થાય છે.

પ્રવેશ ૨ જો—સ્વાગત મંડપઃ—વિજય કરી આવેલા કુણાલને તેની ઓરમાન માતા તિષ્યરક્ષિતા સખીઓ સાથે વધાવી રહી છે. ત્યાં સહસા કુણાલનો સ્પર્શ થવાથી રોમાંચ અનુભવે છે. કુણાલના અનુપમ સૌંદર્યને જોઈ તેને મોહ થાય છે અને કામવાસના ઉદ્ભવે છે પરંતુ કુણાલની પત્ની કાંચનમાળાને સામેથી આવતી જોઈ આશા

નિરાશામાં ઝોલાં ખાતી ત્યાંથી ચાલી જાય છે અને પતિ પત્નીની પ્રેમચેષ્ટા જોવા માટે મંડપની ઓથે છુપાય છે ત્યાર બાદ કાંચનમાળા પ્રવેશ કરે છે. પછીથી દંપતિના પ્રેમ ચેષ્ટાઓ, તે જોવાથી તિષ્યરક્ષિતાની મોહાંધતા, પરંતુ પતિ ભક્તિ જાગ્રત થવાથી મોહ મુગ્ધ થવા માટે પશ્ચાતાપ અને વિચાર શૂન્ય થઈ એક આસનપર બેસી જવું. ત્યાં માર પ્રગટ થાય છે, તિષ્યરક્ષિતાની વિષય લાલસા પાછી પ્રબળ કરે છે જેથી તે કુણાલપર મોહાંધ થઇ રાત્રીએ શયન મંદિરમાં આવવાનો પત્ર પોતાના લોહીથી લખી દાસી કલ્યાણી સાથે કુણાલપર મોકલાવે છે જેથી મારનો અત્યંત હર્ષ.

પ્રવેશ ૩ જો—રસ્તો—ચંદનદાસની દીકરી ભુલામણીને પરણવા માટે જુડાભાઇ મોટા ક્રોડપતિ અને ચતુર તેનો મુનીમ બનીને આવ્યા છે ત્યાં ભુલામણી આવે છે જેથી જુડો પોતાની શાહુકારીના ગપાટા મારી ભુલામણીને પોતાની જાળમાં સપડાવે છે, ત્યાં ભુલામણીની નાની બ્હેન કસ્તુરી આવે છે અને મોટી બ્હેનને તેના પ્રેમી સાથે જોઈ નિરાશ થઇ ચાલી જાય છે જેથી છપાઇને જોતો ચતુર તેને પોતાની કરી લેવા માટે તેની પાછળ જાય છે પછીથી ભુલામણી અને જુડાના અંતરોદ્‌ગાર.

પ્રવેશ ૪ થો—શયન મંદિર—માતાનો પુત્રપર પ્યાર જોઈ આશ્ચર્ય પામતી કલ્યાણી કુણાલ આવતાં તિષ્યરક્ષિતાનો પત્ર આપે છે. કુણાલ તે પત્ર વાંચી, રાત્રીએ એકાંતમાં માતા પાસે પણ ન જવાનો નિશ્ચય કરી પત્ર ફાડી નાંખે છે અને પ્રાતઃકાળમાં આવવાનું કહી કલ્યાણીને વિદાય કરે છે. પછીથી કાંચનમાળાની રાહ જોતો નિંદ્રાધીન થાય છે ત્યાં તિષ્યરક્ષિતા પોતેજ આવે છે અને કુણાલને

જગાડી મોટી મોટી લાલચોમાં લપટાવી નિર્લજ્જતાથી પ્રેમ યાચના કર છે. પરંતુ કુણાલ તેનો તિરસ્કાર કરે છે જેથી તિષ્યરક્ષિતા પોતાપર અત્યાચાર કરવાની બુમો પાડી પહેરેગીરોને બોલાવે છે અને કુણાલને કેદ પકડાવી ન્યાય સભામાં મોકલાવે છે. તે જોઈ માર અત્યંત આનંદ પામે છે.

પ્રવેશ ૫ મો—ચંદનદાસનું ઘર—કસ્તુરી અને ચતુરનો વિનોદ, તેમાં કસ્તુરી યુક્તિથી ચતુરની આંખે પાટા બાંધી છટકી જાય છે. ચતુર તેને ખોળવા ફાંફાં મારે છે ત્યાં જુઠાભાઇ પ્રવેશ કરે છે અને આવી મૂર્ખાઈ માટે ચતુરને ધમકાવતું, દેવું બહુ થયેલું હોવાથી છટકી જવાની યુકિત ગોઠવે છે. ચંદનદાસને બોલાવી પોતાનો કાકો બીમાર હેવાની ગપ ઉડાવે છે. અને જવાની ઉતાવળ કરી પોતાની તીજોરી તથા તેમાંનું બનાવટી જરજવાહીર ચંદનદાસને સોંપી દે છે જેથી લોભીયો ચંદનદાસ વધુ લોભાય છે અને ભુલામણીનાં તેની સાથે તત્કાળ લગ્ન કરી તેને વિદાયગીરી આપે છે

પ્રવેશ ૬ ઠ્ઠો—ન્યાય સભા—સમ્રાટ અશોક આગળ તિષ્યરક્ષિતા કુણાલે પોતાના ઉપર અત્યાચાર કરવાના પ્રયત્નની ફરિયાદ કરે છે જેથી અશોક કુણાલને ધિક્કારે છે કુણાલ બહુ બહુ પ્રયત્નો કરે છે છતાં સાક્ષી પુરાવો ન હોવાથી અને અશોક રાણીના સૌંદર્યમાં મુગ્ધ હોવાથી કુણાલને વગર સહાયે અને વગર રકતપાતે કોઇ મહાન રાજ્ય મેળવવાની વિલક્ષણ શિક્ષા થાય છે ત્યાં ઉપગુપ્ત પ્રવેશ કરે છે અને અશોકને સ્પષ્ટ જણાતો અન્યાય ન કરવા કઠોર શબ્દોમાં સમજાવે છે જેથી અશોક ક્રોધે ભરાઈ તેને પણ દેહાંત દંડની શિક્ષા ફરમાવે છે. (ઠેબ્લો.)

પ્રવેશ ૭ મો—કુણાલનો આવાસ—દર્શનાતુર કાંચનમાળ આગળ કુણાલ સર્વ વૃતાંત જણાવે છે અને પતિસેવા પિપાસ પત્નીને સાથે લઇ દંપતિ વિદેશ જાય છે.

પ્રવેશ ૮ મો—ઉદ્યાન—દેહાંત દંડની શિક્ષાને એક પ્રહરને વિલંબ હોવાથી ઉપગુપ્ત નરકાલયની આગળના ઉદ્યાનમાં ધ્યાનસ્થ બેઠેલો છે, ત્યાં માર પ્રગટ થાય છે અને આશા તૃષ્ણા આદિ સહચરીઓને બોલાવી ઉપગુપ્તને મોહમુગ્ધ કરવા કહે છે. જેથી તે મોહિનીઓ મોહક અભિનયથી ઉપગુપ્તને લલચાવે છે પરંતુ ઉપગુ તેમને ઓળખવાથી તેમનો તિરસ્કાર કરીને કાઢી મૂકે છે. ત્ય અશોક આવે છે અને સાધુના ઉપદેશને મિથ્યાદંભ માની નર્ક ભુમિ બતાવે છે. અને બે પત્થર વચ્ચે છુંદી નાંખવાની શિક્ષા ફરમાવે છે જમદુતો ઉપગુપ્તને પકડી પત્થરપર ઉભો રાખે છે અને તેન માથાપર બીજો પથ્થર પડતો મુકે છે. પરંતુ ઉપગુપ્તના માથાન સ્પર્શ કરતા પત્થર ફાટી તેમાંથી બુધ્ધની તેજોમય મૂર્તિનું દર્શ થાય છે. જેથી અશોક ભય પામી તેના ચરણમાં પડે છે.

ટેબ્લો.



# અંક બીજો.

પ્રવેશ ૧ લો—રાજસભા તક્ષશિલાનરેશ કર્ણદેવની રાજસભામાં આવીને કુણાલ દ્વંદ્વયુધ્ધની માગણી કરે છે કર્ણદેવ તે સ્વીકારે છે. પરંતુ યુધ્ધમાં કુણાલ તેને પરાજય* આપી પોતાની પ્રતિજ્ઞા પુર્ણ કરી પોતાનો મિત્ર બનાવે છે. ( ટેબ્લો. )

પ્રવેશ ૨ જો—આવાસ—કુણાલને વિજય મળ્યાથી હર્ષઘેલો અશોક તિષ્યરક્ષીતા આગળ આની કોઇ પણ વસ્તુ માંગવાનું કહે છે તિષ્યક્ષીતા માત્ર તેની રાજમુદ્રિકા માગે છે તે આપીને અશોક જાય છે. પછીથી રાણી, કુણાલ પાછો ન આવે એટલા માટે અશોક નામથી કર્ણદેવ ઉપર કુણાલની આંખો ફોડવાનો પત્ર લખી અશોકે આપેલી મુદ્રિકાની મહોર કરી પોતાના વિશ્વાસુ અંગરક્ષક રવીપાલ સાથે તક્ષશિલા મોકલાવે છે.

પ્રવેશ ૩ જો—વિલાસ ભુવન—તક્ષશિલાપર વિજય મેળવ્યા પછી ત્યાંના રાજભુવનમાં કુણાલ કાંચનમાળા સાથે વિલાસ ( રંગ રેલાવા ) રહ્યો છે ત્યાં કર્ણદેવ રવીપાલ સાથે આંખો ફોડવાનો પત્ર લઇને આવે છે. કુણાલ તે પત્ર વાંચી પિતાની આજ્ઞાપર પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે, કર્ણદેવ બહુ બહુ કલ્પાંત કરે છે પરંતુ કુણાલ પોતાની ધારણામાં દૃઢ રહી પિતાની આજ્ઞાને માન આપી, મારાઓના કપટ હાથ પકડી પોતાની બન્ને આંખો ફોડી નાંખે છે. ( ટેબ્લો. )

પ્રવેશ ૪ થો— જુઠાભાઇનું ઘર—કરોડપતિ સાથે ભોગવિલાસ ભોગવવાનાં આશાવાળી ભુલામણી આગળ જુઠાનું પોગળ ખુલ્લું પડી જાય છે. જેથી ભુલામણી નિરાશ થાય છે બંને ભાઇઓને ધુતારા અને ભીખારી જોઇને અત્યંત પસ્તાય છે પરંતુ આખર તેના ગ્રહસંસાર બરાબર સુધારવાનો નિશ્ચય કરે છે ત્યાં જુઠાનો એક લેણીયાત આવે છે જેથી ભુલામણીના કહેવા પ્રમાણે જુઠો અને ચતુર છુપાઇ જાય છે પછીથી ભુલામણી લ્હેરીલાલ નામના લેણીયાતને અંદર બોલાવે છે અને યુકિતથી પ્રેમ જાળમાં સપડાવે છે, ત્યાં જુઠો અને ચતુર આવી તેને માર મારી નાણાં પડાવી કાઢી મૂકે છે. ભાઇને આવી ચતુર બૈરી મળેલી જોઇ ચતુરને ખેદ થતાં જુઠો તેને દીલાસો આપી (બંને) પોતાના સસરાને લુંટવા લૂટારાં વેશે જાય છે.

પ્રવેશ ૫ મો—ઉદ્યાન—તિષ્યરક્ષીતાના પ્રપંચમય પ્રાર્થનાથી અશોક ઉપગુપ્તને કુણાલને પાટવી પુત્ર મોકલવા અને પછી દેશોદેશ ધર્મપ્રચાર કરવા જવાની પ્રાર્થના કરે છે. ઉપગુપ્ત તે પ્રાર્થનાનો સ્વીકાર કરી અશોકને કેટલોક ઉપદેશ આપી વિદાય થાય છે. અશોકના ગયા પછી રવીપાલ આવે છે અને કુણાલની આંખો તિષ્યરક્ષિતાને આપે છે તિષ્યરક્ષિતા તેને પગ તળે છુંદી નાંખે છે તે જોઇ પોતાના પાપી પેટપર ધિક્કાર આવવાથી રવીપાલ પાપ કર્મ કરાવનાર પેટને ફોડી નાંખી આત્મહત્યા કરે છે.

પ્રવેશ ૬ થો—જંગલ—અંધ કુણાલ અને કાંચનમાળા પહાડના પત્થરોમાં અથડતાં ક્ષુધા તૃષાથી પીડાઇ રહ્યાં છે ત્યાં માર કિરાત

દેશમાં આવીને તેમને ધર્મ ભ્રષ્ટ કરવાના હેતુથી પોતાની માયાથી ઉપજાવેલું તામસી ભોજન આપે છે. પરંતુ દૈવેચ્છા જુદીજ હોવાથી જેવી કાંચનમાળા રોટલો કુણાલના હાથમાં આપી પાણી ભરવા જાય છે તેવુજ એક પક્ષી આવીને કુણાલના હાથમાંથી રોટલો ઝુંટવી જાય છે તે જોતાં કાંચનમાળાના હાથમાંથી પાણીનું વાસણ પડીને ટુટી જાય છે અને કાંચનમાળા મૂર્છાવશ થાય છે. પોતાનો આપેલો ખોરાક પક્ષીને ઝુંટવી જતું જોઈ માર આશ્ચર્ય પામે છે અને કોઈ બીજી યુક્તિ કરવા વિચાર કરે છે ત્યાં સામેથી ઉપગુપ્તને આવતો જોઈ માર અદૃશ્ય થાય છે. પાછળથી કાંચનમાળાને મૃત્યુ પામેલી જાણી કુણાલનુ કલ્પાંત આત્મઘાતની તૈયારી ઉપગુપ્તે તેને તેમ કરતા અટકાવવો કાંચનમાળાને સાવધ કરવી અને દંપતિને ઉપદેશ.

પ્રવેશ ૭ મો– જંગલ--લુટારા બનેલા જુઠો અને ચતુર ચંદન પાસેથી ત્રીજોરી અને માલમતા લૂટી લઇ કસ્તુરીને પકડી રાખી ચંદનદાસને રોહીણીને કાઢી મૂકે છે પછીથી ભય પામતી કસ્તુરી સમક્ષ ચતુરનુ ખરા રૂપમાં જાહેર થવું અને પ્રેમીઓનો વિનોદ

પ્રવેશ ૮ મો—અશોકનો આવાસ--કુણાલના કાંઈપણ સમાચાર ન મળવાથી અશોક ચિંતાતુર અવસ્થામાં બેઠેલો છે ત્યાં કર્ણદેવ અને રાધાગુપ્ત આવી કુણાલની આંખો ફોડી નાંખી દેશપાર કર્યાની ખબર આપી તેની ક્રુરતા માટે ઠપકો આપે છે પરંતુ અશોક પત્ર

લખ્યાનો ઇનકાર કરે છે. જેથી બધાં ગુચવાડામાં પડી જાય છે. ત્યાં દાસી કલ્યાણી આવે છે તેને શામદાથી મનાવે છે અને કલ્યાણી બધું પોગળ ખુલ્લું કરે છે ત્યાં તિષ્યરક્ષિતા પોતાની ગુપ્ત બીના બહાર પડતી અટકાવવા માટે કલ્યાણીને તીરથી વીંધી નાંખે છે. પરંતુ અશોક તેને જોઇ જાય છે જેથી રાણી એધડક નીચે આવે છે, તેને નીચે પટકી સાચું શું છે તે મનાવે છે. રાણી સઘળું કબુલ કરે છે જેથી અશોક તેનો વધ કરવાનો હુકમ ફરમાવે છે ત્યાં ઉપગુપ્ત પ્રગટ થઇ આ સર્વનું કારણ પાપીષ્ટ મા૨ છે એમ બતાવી અશોકને સ્ત્રી હત્યા કરતો અટકાવે છે. એક તરફ કંપતા મારનું દેખાવું.

ટેબ્લો.



# અંક ૩ જો



પ્રવેશ ૧ લો—રસ્તો—દરેક પ્રયત્નમાં નિરાશ થએલો માર કોઇ બીજી યુક્તિ ગોઠવવાનો નિશ્ચય કરી જાય છે.

પ્રવેશ ૨ જો—મહાલયની આગળનું ચોગાન—અશોકના શયન મંદીર નીચે થઇને કુણાલ અને કાંચનમાળા પ્રાતઃ સ્નાન કરવા જાય છે ત્યાં પહેરેગીર ધક્કા મારે છે જેથી કુણાલ સમયની મહત્તા વર્ણવે છે તે સાંભળી અશોક જાગૃત થઇ નીચે આવે છે અને કેટલીક વાતચીત પછી પરસ્પર ઓળખાણ અને પિતા પુત્રનો મેળાપ.

પ્રવેશ ૩ જો—કારાગાર—તિષ્યરક્ષિતા પોતાની ક્રુરતા માટે પશ્ચાતાપ અને આત્મઘાતની તૈયારી ત્યાં અશોક આવી તેને તેમ કરતી અટકાવે છે, ત્યાર બાદ અંધ કુણાલ ત્યાં આવે છે તેને જોઇ પશ્ચાતાપ કરતી તિષ્યરક્ષિતા તેની પાસે અપરાધની ક્ષમા માંગી પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે પરંતુ ઉપગુપ્ત આવીને તેને સાહસ કરતી અટકાવે છે અને કુણાલને પુનઃ નેત્ર પ્રાપ્તિ થાય છે પછી પાપથી સળગતા અને ક્ષમા માગતા મારનું આવવું તેને ક્ષમા અને સર્વનો તેના તરફ તિરસ્કાર.

—ટેબ્લો—

પ્રવેશ ૪ થો—જુઠાનું ઘર—પોતાને લુટી લેવાથી દુઃખ રોતા ચંદનદાસને રોહીણી આવે છે અને કસ્તુરીને લુટારા લઇ ગયાની ખબર આપે છે ત્યાં ચતુર કસ્તુરીને લાવે છે અને લુટારાઓ સાથે લડાઈ કરી છોડાવી લાવ્યાની બડાઇ મારે છે અને તેના બદલામાં કસ્તુરી પોતાની સાથે પરણાવવાનું માંગી લે છે પણ ચંદન તેમને ધુતારા તરીકે ઓળખી ગયેલો હોવાથી સાફ ઇન્કાર કરે છે, ત્યાં જુઠો કોટવાળને લઇ આવે છે અને પોતાની તીજોરી માગે છે પણ તે ન હોવાથી કોટવાળ પાસે સમરા સાસુને કેદ પકડાવે છે જેથી લાચાર થઇ કસ્તુરીને ચતુર સાથે પરણાવવાનું ચંદન કબુલ કરે છે જેથી સર્વને આનંદ

પ્રવેશ ૫ મો—મહાલય દ્રષ્ટિ પામેલા કુણાલ અને સઘળાં દુઃખો દૂર જવાથી આનંદમાં આવેલી કાંચનમાળાની પ્રેમ ચેષ્ટાઓ,

પ્રવેશ ૬ ઠો - ચૈત્ય—ઉપગુપ્ત અને બીજા સાધુઓ સમક્ષ જે સ્થળે નરકાલય હતું તે સ્થળે બાંધેલો વિશાળ ચૈત્ય ભગવાન બુધ્ધનો પ્રતિમાનું દર્શન અને જયઘોષ.

# વીર કુણાલ નાટકના મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.



| | |
|---|---|
| અશોક.... .... | પાટલીપુત્ર નગરનો મહા પ્રતાપી મહારાજા |
| કુણાલ.... .... | અશોકનો ધર્મ કર્મ વીર પુત્ર. |
| ઉપગુપ્ત... .... | એક બૌદ્ધ ધર્મી સમર્થ સાધુ |
| માર........ .... | બૌદ્ધ ધર્મથી શત્રુતા ધરાવનાર પાપીષ્ટ. |
| કર્ણદેવ.... ... | તક્ષશિલા નગરીનો રાજા. |
| રાધાગુપ્ત........ | સમ્રાટ અશોકનો પ્રધાન. |
| રવીપાલ........ | રાણી તિષ્યરક્ષિતાનો વિશ્વાસુ સરદાર |
| જુઠાભાઇ....... | વડીલોપાર્જીત મીલકત ઉડાવી દીધા પછી ધુર્ત વિદ્યા શીખી લોકોને ધુતવા નીકળેલો વણીક. |
| ચતુર.... .... | જુઠાથી ચારચંદા ચડે તેવો તેનો નાનો ભાઇ. |
| ચંદનદાસ .... | એક લોભી વણીક. |

ઉપરાંત—દરબારીઓ, સભાજનો, સૈનિકો યમદૂતો, કોટવાળ મારવાડી, પ્રતિહાર, ઇત્યાદિ.



## સ્ત્રી વર્ગ.



| | | |
|---|---|---|
| તિષ્યરક્ષિતા | .... | સમ્રાટ અશોક પત્ની અને કુણાલની ઓરમાન માતા. |
| કાંચનમાળા | .... | વીર કુણાલની પતિપરાયણા પત્ની. |
| કલ્યાણી.... | .... | તિષ્યરક્ષિતાની વિશ્વાસુ દાસી. |
| ભૂલામણી | .... | ચંદનદાસની ઉચ્છૃંખલ પુત્રી અને જુઠાભાઇની પત્ની. |
| કસ્તુરી .... | .... | ભૂલામણીની ઓરમાન બ્હેન પછીથી ચતુરની પ્રિયતમા |
| રોહિણી.... | .... | ચંદનદાસની ગર્વિષ્ટ પત્ની. |
| આશા .... / તૃષ્ણા .... | } | મનુષ્યને મોહપાસમાં નાંખનાર વ્યક્તિઓ. |

ઉપરાંત—સખીઓ દાસીઓ વીગેરે.

સ્થળ—પાટલીપુત્ર, તક્ષશિલા, હિમપ્રદેશ, નરકાલય, અરણ્ય ઇ.



ૐ

શ્રી ગણેશાયનમઃ

શ્રી

# વીર કુણાલ.

## નાટકનાં ગાયનો.



## અંક પહેલો



### મંગળાચરણ.

સુત્રધાર અને બાળાઓ:— ૧

મંગળાકર શિવ સકલતું
વિપદહર અભય કરતુ
શંભુ સ્મરણ દુરિત હરણ
કરીયે ધરી ચરણ શરણ
અશરણ શરણ શશીભાલ—

બાળાઓ:— ૨

કયાં છે ભારતનાં રત્ન તે અમારાં પ્યારાં
માતૃભૂમી તણાં તેજને નયનોનાં તારા
ધન્ય રમણી સાવીત્રી સીતાને તારા
જેના યશની આ દેશે વર્ષે છે ધારા
ભૂતકાળ તણી ભવ્યગાથી ગાજે
માતૃભૂમી અમારી શું આતે
માતૃભૂમી એની એજ ગયું પહેલાનું તેજ
ગયાં પ્રાણર્પણે ટેક જાળવનારા—

ઉપગુપ્ત:— ૩

સંસાર સાર વિનાનોરે જો પામર પ્રાણી—
આલમની આ ફુલવાડી રહી મોહની લગાડી
કાળ લુટારો લૂટી જાશેરે......................જો પામર.
કાયાની કળીઓ નાની, ખીલી આખર ખરવાની
ત્યારે પસ્તાવો તને ખાશેરે......................જો પામર.
બહુ રંગી બાગ તારો, તેથી ઉદ્ધારનારો
ધર્મ અહિંસા તને થાશેરે......................જો પામર.

ઉપગુપ્ત:— ૪

દુર્જન જન મનના મેલા સ્વભાવેજ એવા
તેને ભલા બુરાથી ન લેવા દેવારે—હો જીવડારે...
આશા હૃદયમાં તારા, હલકટ હેવા.......દુર્જન
પરહિત કારણ જે જનો, આપે નીજના પ્રાણ
તેનું વિશ્વ વિષે સદા, કોટી કોટી કલ્યાણ
કર જીવ સુકૃત્ય ભવ તરવારે..............હો જીવડારે,
સજ્જન નીજનુ સર્વ દઇ, અભર કરે ઊપકાર
દુર્જન અન્યનું સર્વ લઇ, ભરે પાપનો ભાર—કર.

સખીઓ, તિષ્ય, કુણાલ:— ૫

અંતરના પુષ્પોથી સજની વીર યુવરાજ વધાવો આજે
માનસ મણિ મુક્તામય સોહે રાજહંસ રીઝવો આજે
ઉરના આનંદથી, કીર્તિની માળા
કંઠે સોહાવો એ રસ રઢીયાળા
નરવર એ રતિવર સમ રાજે.......................અંતરના.
સ્નેહી જનના સ્નેહમાં છે હર્ષામૃત પાન
વસુધા પણ ઝળકી રહી હર્ષ વસ્ત્ર પરિધાન—

સખીઓ અને કાન્ચનમાળા:— ૬

મોહનજીને મળવા થા ધીરી ધીરી બાલ
વાહ ! ચંપકવરણી ચાલે શી ધીમો ધીમી ચાલ—

અલબેલા અમૃત ધારા, પ્રિયકર નયનોના તારા
દર્શન લોચનીયાં ઢાળી, પામું જોબન વનમાળી
પ્હેરાવો પ્રીતે પ્રીતે આ મોતીડાંની માળ—

કાન્ચન અને કુણાલ:— ૭

સુરભિ નીરખી શ્યામની મધુર પુષ્પ શરમાય
તે લજ્જાની જવનિકા આ રીતે વીખરાય
આ પ્રાણુતણાં પુષ્પોને પિયુ કરમાવશોના
મને શરમાવશો ના, ફરી તલશાવશો ના
હ્રુદયમણિ શીરતાજ અમારા, જીવન સુધા ભરનારા
કદી ન્યારા થશો ના..............................આ પ્રાણુ
સ્નેહ સુત્રમાં પુષ્પ રસાળાં, રહી વીવશ રંજન કરનારાં
તેના દોષ દિલાવર દીલમાં લાવશો ના—

ભુલામણી:— ૮

હું મદમાતી, ભુલામણીને નામે પંકાતી
કોઈ લ્હેરી જોઇ લજવાતી, હું લચક છબી લેખાતી—
ભરજોબનમાં ઝોલાં ખાતી, દેવ દર્શને જાતી
નીરખી કૈંકની અંતર કળી, ખીલીને કરમાતી
રસથી છલકે મુદ જાતી.....................હું ભુલામણી.

ભુપાલી અને ઠુમરી:— ૯

હું તો વારૂં આ તન મન ધન તમપર કુરબાન
આજ મારાં આંગણાં શોભાવજો
અમે પરદેશી પ્રેમ ભુખ્યા હડકાયા મહેમાન—આજ.
નખરાં ઓછાં કરો આ કાળજું કોરાયજો
મુરતી જોઈ મીઠી મને કંઇક કંઇક થાય જો
હાય મારી દીધો, તેં મને ઘાયલ કીધો— અમે.

કલ્યાણી:— ૧૦

જોયો જમાનો આ કલિનો પાપનો વિસ્તાર છે
જ્યાં ત્યાં જગતમાં પાપનો જામી રહ્યો આધાર છે—
સારા બીચારા બાપ બન્યા દુર્જનો પુંજાય ત્યાં
મરવા પછી સદ્‌ગુણ ગણે દુનિયા અજબ નાદાર છે—
માતા વિષયના પ્યારથી સુપુત્રને ચહાનાર છે
કાળાં કરાવે કૃત્ય કામી પ્યારને ધિક્કાર છે—

કસ્તુરી:— ૧૧

અજબ સુરત મદભરી આ મોહીની શોભાવતી
અલબેલા કોઇ છેલને લોભાવતી
રસભીના કોઇ લાલને લટ્ટુ બનાવતી—
હું છું જુવાન બાળા જોઈ છેલ અટક્યાળા

કોઇ આંખડી લડાવે પાછળ પીટચાઓ આવે
પણ હું તો એ છેલની છબી છુપાવતી--એની છબી.

ભુલા, અને જુહી:--- ૧૨

દીલના આરામ અમારા છો શ્યામ અમારા
સલુણા લોચન તારા

ભલભલાને ભુલાવે, ભુલામણી એવાં આ નેન રસાળાં
પરવશ કીધા તેં રાખી હૃદયમાં દીધાં છે પ્રેમનાં તાળાં
એ ઉરનાં બંધન બળવાળાં, નવ છૂટે પ્રાણ મારા--છો.

જોડું જુગતુ થયું આપણું જગના લોકો જોશે
આ બુલબુલને જોઇ કંઇક તો માથે ઓઢી રોશે
કહેશે સહુ, તમારી વહુ........................ભલભલાને.

કાંચન અને કુણાલ:--- ૧૩

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી
હૃદયને મેળવી લેશે અમારો પ્યાર પરદેશી
થયા દુર્ભાગીયા એવા તજાવી દેશની સેવા
ભટકશું પારકા ઘરમાં બની લાચાર પરદેશી
અમારા દેશ બંધુઓ અમારી જન્મ ભુમીમાં
હવે છેલ્લા પ્રણામો છે અમે હદપાર પરદેશી—

આશા-તૃષ્ણા-સખીઓ— ૧૪

મલયા નીલ વસંતને કામ ધનુષ ટંકાર
પુષ્પ વેલીઓ ઝુકી રહી વર્ષાવે રસધાર
આવો આવોને આજ રાજ—જોગીને લોભાવો
સાંધી હૈયાપર નેનબાણ મોહમાં ફસાવો—આવો.
મદનરાજની ધુણી જગાવી ભરમાવી જોબનમાં
જોગીરાજનો જોગ તજાવી લલચાવું લોચનમાં
ભુલે સાન ભાન ધ્યાન.........................આવો.
કસી કંચુકી કસકસતી હું રસબસ કરૂં બસ તનમાં
અમૃત રસનું પાન કરાવી રાખું મોહન મનમાં—ભૂલે.



# અંક બીજો



વારાંગનાઓ— ૧૫

સાંવરા તીહારી તીરછી નજરીયાં
કટ ગયા મોરા જીગર પીયરવા
હમપર ડારી તીરછી નજરીયાં—
કયસે કટા નાજુક જીગર વો કુછ નહીં આયા નજર
ફીરભી રહા જીન્દા હૃદય સંગદીલ સનમકે નામીપર
લેજા ચલી ઊસ દર્દીઓંકો ઇશ્કકે મન્ઝીલમેં
ફીરભી નહીં કુરકત બુઝે દીલકી દવા હુય દીલમે—

સખીઓ:— ૧૬

સખી જોને ચાંદલીઓ પેલો જોને, આકાશ ઉરે જોને
રાજે કેવા રંગમાં..............................
એના મંદ મંદ હાસ્યે અલી મ્હોને, અંધારા ઉરના ખોને—
શાં રશ્મિ શીતળ ચંદ્રનાં વસુધા પરે પડતાં સખી
કીરણો તણાં કુસુમો કરી વસુધા વધાવે વ્હાલથી
વ્હાલમ તણાં સુખચંદ્રથી અમૃત મધુર ઝરતાં સખી
હૃદયે ઝીલી એ ધાર, સૌ વ્હાલમ વધાવો વ્હાલથી—

નાની સખી:—  ૧૭

હું તો વીધ વીધ રંગ બતાવું, નેન નચાવું
... લલચાવું, મારા કંથને વશ કરવા
રીસ કરી જોઉં આડી આંખે ભૂમી ખણતી શરમાતી
હાંરે સખી લળી લળી હું લચકાતી
મનાવતાં પણ હું મરડાતી છણકે છટકી જાતી—મારા.
કહે માફ કર કાલાવાલા કરતાં હું હરખાતી
હાંરે સખી હસી હસીને ખસી જાતી
પગે પડે જ્યાં પ્રીતમજી ત્યાં પાણી પાણી થાતી—

કાન્ચન અને કુણાલ:—  ૧૮

જ્યાં પ્રેમ વીણા પ્રીય મારા ગંજુલ કરતી ઝણકારા
ત્યાંથી ન્યારા થઇને પ્રેમી ક્યાં જશે—પ્રેમ.
એ વિનાથી વીશ્વ ડોલે પ્રણય રસના મંત્ર બોલે
તે રસમાં પરવશ થાતાં, જાઓ કહે ત્યાંથી નવ જાતાં
એ મધુજીવનનાં સુખકર સમણાં,
અનુભવતાં સ્મરતાં સ્નેહનાં ગીતડાં જાશે—

કુણાલ:—  ૧૯

આંખ જો જગત ફરી ફરીથી જોવું થશી
રે દશા બુરી થતી તથાપિ રોવું નથી
રે અભાગી આંખ તું ખરી અભાગીણી હશે
હું પિતુ વચનથી ફોડું આંખો પાપીણી......

ભુલામણી:— ૨૦

મારા પાતળીયાની જોડ જગમાં ના જડેરે
એ ખળ હું મોહાની મોળી, રીઝાવું પ્રીતિ રસ ઢોળી
મદન રંગથી રશીયો રોળી, ધરૂં પ્રેમની ઝોળી—જોડી ના.

ભુલા; અને લહેરીમલ:— ૨૧

તમે લાલ છો લટકાળા હું મોંઘી મોહનસાળા
સોનાની લંકા લાવો તું ફરવાની મને બાવો
ચાલું લટકતી થઈ છું શેઠાણી ચાવી તીજોરીની લાવો
નહીં તો પરણીને રખે પ્રીતમજી ભોળી ભામાને રડાવો
પરો બઠાંસે હીરા મોતી શેઠાણી મું લાગી
લાડીજી શેવક બન જાઉં આકો હુકમ ઉઠાવું.

જુઠો અને ચતુર:— ૨૨

હું ખાપરો તું કોડીયો જોડી વીંછીને સાપની
મીઠા ડસીને પૂછવું છે બુદ્ધિ કોઇના બાપની
કાયદો પૂછી શકે નહીં એવી વિદ્યા આપણી
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઇના બાપની
માથાઓ મુંડી મુર્ખના પહેરાવી ટોપી માપની
કહેવુ અમે શું જાણીયે છે બુદ્ધિ કોઈના બાપની
પોષો સહુ સંસાર અહીં પરવા કરોના જરી પાપની
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની

ઉપશુમ:— ૨૩

કારી નયનથી નચાવે નારી પામર નર નાદાન
નીર વીના ધરતીપર તરતી પાંખ વિના આકાશે ફરતી
શસ્ત્ર વિના શબ્દે સંહરતી
ઇચ્છા જે ધરતી તે બોલ્યા વિણ પણ એ કરતી
એ ભગવાન નારી
જુઠ્ઠી હસતી જુઠ્ઠી રડતી મુખથી અમૃતમય ઉચરતી
હૃદયે ઝેર હળાહળ ભરતી
કામ ક્રોધમાં ભૂલી કૃત્યો કાળાં આચતી—નર્કસમાન નારી—

ઉપશુમ:— ૨૪

છોડી દુનીયાની માયા કાયા તે કામનીરે
પરહિત કારણુ નવ રાખો પરવા ધન ધામનીરે
ખાનપાનની પીડા તજીયે ભવતારકને ભજીયે
ઘર ઘર ભટકી ધર્મ ધ્વજા લઇ દેશની સેવા સજીયે
સાચી કમાણી કરવી નીતિ દયા દામનીરે—

ચતુર અને કસ્તુરી— ૨૫

પાતળીયા તારા પ્યારમાં મુજને પરવશ કીધી
ચતુરાને પણ આ ચતુરીયે કેવી બાંધી લીધી
બાંધી લીધી, પરવશ કીધી—
જો હું શેર તું સવાશેર આ જુગતી જોડી જામી
રંગેરંગ ભળે દુનિયામાં મોજ મજા મનમાની
આ દુનિયામાં સિધ સાધક થઇ લઇશું જીવન લ્હાણી—

# અંક ત્રીજો.



કુણાલ અને કાંચન:— ૨૬

હતાં સંસાર વાડીમાં અમે પુષ્પો પ્રભાવાળાં
થતાં ઉષા ખીલ્યાંતાં ને રહ્યાંતાં ખુબ રઢીયાળાં
ડુબ્યો ભાનુ વીતી સંધ્યા નિશા થઇ ઘોર અંધારી
રહ્યાં તે પુષ્પ, પણ તેમાં સુગંધી પૂર્વની ન્યારી
સહુ જાણો સુખોનો અંત આવો દુઃખમાં થાશે
કળી ખીલી સુકાશે ને પ્રબળવેગે ખરી જાશે
અરે તેથી ખર્યાં પહેલાં ભલું કર કંઇ જીવનભરમાં
કરી પરમાર્થની તરણી તરીજા આ વીષમ સરમાં—

કુણાલ:— ૨૭

સમય જો હોય સારો તો બધો સંસાર સારો છે
સમય સારો સીધાવ્યો ત્યાં નહિં સંસાર તારો છે—
ચડે વાદળ ચડે ભરતી ચડે જોબન વધે લક્ષ્મી
ઘડીમાં તે પડી જાતાં સમયનો રંગ ન્યારો છે—
સમય સારે ન સારૂં જે કરે તે સહું અમારો છે
પછીથી ખાય તે ખત્તા સમયનો રંગ ન્યારો છે—

જુઠ્ઠો, ચતુર, વીગેરે:— ૨૮

આવી કરી (૩) જુઠ્ઠાભાઈ
બુદ્ધ કોઇના બાપની જગત ભરમાં
હારીને આવ્યા છે હાલ ઠેકાણે આ લોભીલાલ
રોપો માંડવો હે શ્વસુરજી
ચીવા ઝટ થાય પછી ભલે ઝખ મારે સહુ
ફેરા ફરે વર વહુ માનીયે આનંદ બહુ—બુદ્ધિ.
મંગળ ગાતાં હરખાવો આંગણ ચોરી બંધાવો
વર કન્યાને પરણાવો, મધુરાં વાજા વગડાવો
ડીંગ ધતીંગ (૩) ડીંગ (૫)..................બુદ્ધિ.

કાન્ચન અને કુણાલ:— ૨૯

મીઠી મીઠી પ્રમદાને પિયુની છાંય
જેમાં હૈયાં પ્રેમીનાં હીંચોળા ખાય—
અમી વરસાવે એ, તાપ શમાવે એ
ખીલે ઉરના સુમન શશી જોઇને
ઝીલે જીવન સુધારસ મોહીને
રતિરસના, સરવરના, તટપરના, ઉપવનમાં—

સમાપ્ત.

# લગનશરાનો શણગાર તે શું?



## ખરા રજવાડી જરીના ડ્રેસો.

વરરાજાને પહેરવાના ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા તથા નાટકોને સારૂ તાજ મુગટો તથા રજવાડી દરેક જાતની પાઘડીઓ તાસનાં ફેંટા ફેન્સીકટના સીર પેચ તથા પીચો અને બાદલાની કલગી વગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર અને ભાડે આપનાર,

દુકાન સ્ટેશન રોડ
તાર ઓફીસ પાસે
બેગમપુરા



**ગોવનભાઈ નારણદાસ**
છાપરીઆ શેરી—સુરત

તા૦ ક:—ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકીદે બનાવી આપીશું

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે, વી० પી० થી મોકલવામાં આવશે નહીં.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર ઘટોત્ગચ્છ નાટકનાં ગાયનો | | | ૦—૪—૦ |
| ૨ | વીર વિજય | ,, | ,, | ૦—૪—૦ |
| ૩ | બોડાણો | ,, | ,, | ૦—૪—૦ |
| ૪ | વનરાજ | ,, | ,, | ૦—૪—૦ |
| ૫ | વિજય લક્ષ્મી | ,, | ,, | ૦—૪—૦ |
| ૬ | કુમારપાળ | ,, | ,, | ૦—૪—૦ |
| ૭ | શંકરાચાર્ય | ,, | ,, | ૦—૪—૦ |
| ૮ | શકુંતલા | ,, | ,, | ૦—૪—૦ |
| ૯ | વીર કુણાલ | ,, | ,, | ૦—૪—૦ |
| ૧૦ | કુસુમચંદ્ર | ,, | ,, | ૦—૪—૦ |

માલેકઃ—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.